શ્રીમદ્વલ્લભાચાર્ય સંપ્રદાયના વગ્ગ

# ઉપયોગી નિત્યનેમ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

## પાટણ નિવાસી મહુંમ શેઠ. મણીલાલ લલ્લુભાઇ

ના સ્મરણાર્થે

## શેઠ. મોહનલાલ લલ્લુભાઇના આશ્રયથી.

શ્રી પુષ્ટિમાર્ગીય જ્ઞાનવર્ધક વૈષ્ણવ સભા પાટણ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

"ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ"—અમદાવાદ.

કિંમત રૂ. ૦-૧-૦

[illegible] चतुश्लोकी.

# श्री[illegible]जयति.



श्री कृष्णायनम :

अथ

# मंगलाचरणम्.

चिन्तासंतानहंतारो यत् पादांबुजरेणवः
स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः
यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत्
तमहं सर्वदा वन्दे श्रीमद् वल्लभ नंदनम् ॥ १ ॥

ચિંતાના સમૂહને નાશ કરનારી એવી જેના ચરણકમળની રજ છે, એવા મારા જેવાના નિજ આચાર્યોને વારંવાર પ્રણામ કરૂં છું. ॥ ૧ ॥

જેના અનુગ્રહથી પ્રાણી સર્વ દુઃખથી મુક્ત થાય છે, તેવા શ્રીમદ્ વલ્લભાચાર્યજીના । ઓ પરમાત્માને હું હમેશાં વંદન કરૂં છું. ॥ ૨ ॥

# चतुश्लोकी.

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधीपः
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥ १ ॥
एवं सदास्म कर्तव्यं स्वयमेव करिष्यति ।
प्रभुः सर्व समर्थोहि ततो निश्चिंततां व्रजेत् ॥ २ ॥
यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥
अतः सर्वात्मना शश्वद् गोकुलेश्वर पादयोः
स्मरणं भजनं चापि न त्याज्यमि मे मतिः ॥ ४ ॥

સર્વદા સર્વ ભાવે કરીને એટલે સર્વાત્મ ભાવે કરીને વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણ પરમાત્માને ભજવા, એજ પોતાનો ધર્મ છે. કોઇ પણ ઠેકાણે ને કોઇપણ વખતે બીજો નથી. ॥ ૧ ॥

એ પ્રમાણે સદાએ કરવું, (એ પ્રભુભક્તનો પરમ અર્થ છે)

પોતેજ બધું કરશે. પ્રભુ સર્વ શક્તિમાન છે, માટે નિશ્ચિંતપણાને પામવું. ॥ ૨ ॥

જો શ્રી ગોકુલાધીશને સર્વ પ્રકારે હૃદયમાં ધારણ કર્યા પછી લૌકિક અને વૈદિકમાં બીજું શું ( મેળવવું ) બાકી છે તે તું કહે. ( શ્રી ગોકુલાધીશને હૃદયમાં ધારણ કરવા એજ ભક્તની કામના છે. ) ॥ ૩ ॥

તેથી સર્વ પ્રકારે ગોકુલેશ્વરના બે ચરણકમળોનું સ્મરણ અને સેવા તે છોડવાં નહિ. ( વૈષ્ણવને મોક્ષથી અધિક જે આવી ભક્તિ તેજ ફળરૂપ છે. ) એવી મારી મતિ છે. ॥ ૪ ॥

## શ્રીમદ્વલ્લભાચાર્ય સંપ્રદાયના સર્વે વૈષ્ણવોને ઉપયોગી નિત્યકર્મ અર્થાત્ સૂર્યોદયથી ઉઠીને રાત્રે સૂતાં સુધીના નિયમો.

વૈષ્ણવોએ ઊષઃકાળમાં ઉઠવું. પાછલી પાંચ ઘડી રાત્રિ બાકી

---

વિસ્તારપૂર્વક જુઓ કૃષ્ણાશ્રયની ટીકાના પુસ્તકમાં પૃષ્ટ ૫૮ થી શરૂ કરીને.

હોય તે સમયને ઊપઃકાળ કહે છે. તે સમયે ઉઠી પ્રથમ માળા તથા અધિકાર પ્રમાણે લીધેલા ઉપવીતને સંભાળી તેનાં દર્શન કરવાં. બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કેઃ-

**ब्राह्मे मुहूर्ते चोत्थाय परब्रह्म विचिन्तयेत् ॥**

બ્રાહ્મમુહૂર્તમાં એટલે ઉપર દર્શાવેલા કાળમાં ઉઠી, પરબ્રહ્મ એટલે શ્રી કૃષ્ણચંદ્રનું પોતાના હૃદયમાં પરિચિંતન કરવું. વળી કહ્યું છે કે-

**वंदे सर्वोपानिषदां सारमेकपदास्थितम् ।**
**करस्फुरन्मुरलिकाश्यामलं ब्रह्मकोमलम् ॥**

સર્વ ઉપનિષદોના સાર રૂપ અને એક ચરણારવિંદે કરીને સ્થિત એવા, સુશોભિત શ્રીહસ્તમા મોરલી ધારણ કરનાર, મેઘશ્યામ પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણને વંદન કરી પછી નીચે પ્રમાણે નામોનો ઉચ્ચાર કરવો.

૧ શ્રી ગોવર્ધનનાથજી. ૨ શ્રી નવનીતપ્રિયાજી. ૩ શ્રી મથુરેશજી. ૪ શ્રીવિઠ્ઠલનાથજી. ૫ શ્રીદ્વારકાનાથજી. ૬ શ્રીગોકુળનાથ-

જી. ૭ શ્રીગોકુળચંદ્રમાજી. ૮ શ્રીમદનમોહનજી. ૯ શ્રીબળદેવજી. ૧૦ શ્રી યમુનાજી. ૧૧ શ્રી ગિરિરાજજી. ૧૨ શ્રી વલ્લભાચાર્ય મહા પ્રભુજી. ૧૩ ગોસ્વામિ શ્રી વિઠ્ઠલનાથજી. ( તેમના પુત્ર ) ૧૪ શ્રી ગિરધરજી. ૧૫ શ્રી ગોવિંદરાયજી. ૧૬ શ્રી બાલકૃષ્ણજી. ૧૭ શ્રી ગોકુળનાથજી. ૧૮ શ્રી રઘુનાથજી, ૧૯ શ્રી યદુનાથજી. ૨૦ શ્રી ઘનશ્યામજી. તથા ૨૧ પોતાના ગુરૂદેવ. આમ એકવીશ નામોનો ઉચ્ચાર કરવો. તે પછી દેહકૃત્ય કરવું. તેની વિગત:—

**શૌચ**--શૌચ ને માટે જળનું મોટું પાત્ર ભરીને, યથાવકાશ ઘરથી અથવા ગામથી દૂર નૈઋત્ય દિશામાં શૌચ કરવા જવું. દેવભૂમિ, નદી, તળાવ, રાજમાર્ગ વગેરે સાર્વજનિક ઉપયોગના સ્થાનમાં શૌચ કરવા માટે કદી પણ બેસવું નહીં. શૌચ કરવા બેસતા પહેલાં વસ્ત્રથી મોં, નાક તથા માથાને વીંટવું. ઉપવીત જમણે કાને ચઢાવવું. ખુલ્લી ભૂમિપર શૌચ કરવા બેસતાં પહેલાં ભૂમિને ઘાસથી ઢાંકવી. શૌચ સમયે મનમાં બોલવાનો શ્લોક.

**उद्धृतासि वराहेण विश्वाधारे वसुंधरे ।**

**देहस्य मलसंबंधादपराधं क्षमस्व मे ॥**

એ શ્લોક ભણી, ત્રણ તાળીઓ પાડી, દિવસે ઉત્તરમુખે અને રાત્રિએ દક્ષિણમુખે બેસવું. સૂર્ય સન્મુખ પૂંઠ કરીને કોઇ કાળે પણ બેસવું નહિ. શૌચ કરતાં બોલવું નહિ અને થુંકવું પણ નહિ. શૌચ કર્યા પછી હાથ ધોવાની વિધિ. માટીના પ્રમાણ વિષે શ્લોકઃ-

**एका लिंगे गुदे पंच तथा वामकरे दश ।**
**उभयोः सप्त दातव्याः पादयोस्तु त्रिभिस्त्रिभिः ॥**

**અર્થ**—મૂત્રઇંદ્રિયને એકવાર, ગુદાને પાંચવાર, ડાબા હાથને દશવાર ફરી બેઉ હાથ ભેગા કરીને સાતવાર માટી સહિત જળથી ધોવા. પછી એકેકા પગને પણ ત્રણ ત્રણ વખત માટી તથા જળથી ધોવા. તે પછી કોગળા કરવા. કોગળાનો વિધિઃ—

**मूत्रे पुरीषे भुक्तांते रेतःप्रस्रवणे तथा ।**
**चतुरष्ट द्विषट् द्व्यष्ट गंडुषैः शुद्धिमाप्नुयात् ॥**

**અર્થ**—પિશાબ કરીને ચાર, શૌચ કરીને આઠ, જમ્યા પછી

બાર, વિષયના અંતમાં સોળ કોગળા કરવાથી શુદ્ધ થવાય છે.

૯ **દંતધાવન**—દાતણ કરવાનો વિધિઃ—

**अपामार्गं बादरं वा द्वादशांगुलमव्रणम् ।**
**कनिष्ठांगुलिवत् स्थूलं पर्वार्धकृतकूर्चकम् ॥**

**અર્થ**—અંધાડો અથવા બોરડી વગેરે વૃક્ષનાં દાતણ બાર આંગળ લાંબાં ટચલી આંગળીના ટેરવા જેટલાં જાડાં લેવાં. દાતણની સ્તુતિનો શ્લોકઃ—

**आयुर्बलं यशो वर्चः प्रजापशुवसूनिच ।**
**ब्रह्म प्रज्ञां च मेधां च त्वन्नोदेहि वनस्पते ॥**

**અર્થ**—હે વનસ્પતે! તું મને આયુષ, બળ, યશ, કાન્તિ, પ્રજા, પશુ, દ્રવ્ય, જ્ઞાન તથા બુદ્ધિ આપ. આ શ્લોક ભણી દાતણ કરવું. પછી બાર કોગળા કરી મુખ શુદ્ધ કરવું. વ્રતને દિવસે કાષ્ટનું દાતણ કરવું નહિ, પણ સારી રાખથી દાંત ઘસીને દાતણ કરવું.

**સ્નાન**—નાહવાનો વિધિઃ—પ્રથમ આંખે જળ લગાડી, ચોટલીની ગાંઠવાળી પ્રાણાયામ કરવો. પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

ममोपात्तदुरित क्षयद्वारा श्रीकृष्णप्रीत्यर्थं सकलकर्मयोग्यता-
सिद्ध्यर्थे प्रातःस्नानमहं करिष्ये ॥

પછી ગંગાદિક તીર્થોનું આવાહન કરવું. તેનો મંત્રઃ—

पुष्कराद्यानि तीर्थानि गंगाद्याः सरितस्तथा ।
आगच्छंतु पवित्राणि स्नानकाले सदा मम ॥
श्रीकृष्णवल्लभे देवी यमुने पापहारिणि ।
सेवायै स्नातुमिच्छामि जलेऽस्मिन्सान्निधिं कुरु ॥

આ મંત્ર ભણી ત્રણવાર સ્નાન કરવું. ટાઢા જળથી કોગળા કરી અંતરમાં શ્રી હરિનું સ્મરણ કરતાં કરતાં સ્નાન કરવું. નહાતી વખતે પગના જળનો તથા એંઠા જળના છાંટાનો બચાવ રાખવો. બોલવું નહિ. નહાયા પછી અંગુચાથી પહેલા મોંડું લૂછવું. પછી આખું શરીર લૂછવું. પછી ધોએલાં શુદ્ધ વસ્ત્ર પહેરવાં, તથા ઓઢવાં. પછી આસન ઉપર બેસી દેહની શુદ્ધિ માટે ભગવાનનું ચરણામૃત

મુખમાં લેવું. પછી આંખે તથા કપાળે લગાડવું. પછી શુદ્ધ, જળથી આચમન કરી, ચોટલીની ગાંઠ બાંધવી.

**તિલક**—પછી ભગવાનના પ્રસાદી કેસર, કુંકુમ, ચંદન ઇત્યાદિમાં ગોપીચંદન મેળવી વૈષ્ણવોએ બાર સ્થાનોમાં બાર તિલક કરવાં. તેના પ્રમાણનો શ્લોક સ્કંધપુરાણના માર્ગશીર્ષ મહાત્મ્યમાં આ પ્રમાણે છે:—

**ब्रह्मन्द्वादशपुंड्राणि वैष्णवः सततं धरेत् ।**
**मूर्ध्नि मूलेन मंत्रेण शेषं द्वादशनामभिः ॥**

વળી પદ્મપુરાણમાં કહ્યું છે કે

**ऊर्ध्वपुंड्रं तु सर्वेषां नानिषिद्धं कदाचन ।**
**धारयेयुः क्षत्रियाद्या विष्णुभक्ता भवंति ये ॥**

અર્થ—ક્ષત્રિય ઇત્યાદિ જાતિઓમાં જે વિષ્ણુ ભક્ત હોય તેણે સૌ ઉર્ધ્વપુંડ્ર તિલક કરવું. સર્વેને ઉર્ધ્વપુંડ્ર તિલક કરવાનો અધિકાર છે. કોઇ ઠેકાણે પણ તેનો નિષેધ કરેલો નથી. **વાસુદેવ ઉપનિષદ**

**વગેરેમાં** બ્રાહ્મણોને બારતિલક કરવાનો વિધિ પ્રસિદ્ધ છે. તિલકના આકારનો શ્લોક. **તત્વદીપ** નિબંધમાં કહ્યું છે કે:—

**दंडाकारं ललाटेस्यात् पद्माकारं तु वक्षसि।**
**वेणुपत्रनिभं बाहो रन्यद्दीपाकृतिस्मृतम् ॥**

અર્થ—લલાટમાં ડંડાકૃતિ એટલે ભગવાનના ચરણના આકારનું તિલક કરવું. વક્ષસ્થળ એટલે હ્રદયમાં બીડેલા કમળના આકારનું તિલક કરવું. બે બાહુપર વાંસના પત્રના આકારનાં તિલક કરવાં અને બાકીના ઠેકાણાઓમાં દીવાની જ્યોતિના આકારનાં તિલક કરવાં. તિલક કરતી વખતે નીચે પ્રમાણે ભગવાનના નામોનો ઉચ્ચાર કરવો.

૧ લલાટમાં તિલક કરતાં **"केशवायनमः केशवं ध्यायामि"** ૨ ડુંટીપર કરતાં **" नारायणायनमः नारायणं ध्यायामि "** ૩ હ્રદયમાં કરતાં **"माधवायनमः माधवं ध्यायामि"** ૪ કંઠમાં કરતાં **"गोविंदायनमः गोविंदं ध्यायामि"** ૫ જમણી કેડે

त्रिविष्णवेनमःविष्णुं ध्यायामि" ૬ જમણે હાથે કરતાં मधुसूदनायनमः मधुसूदनं ध्यायामि ૭ જમણા કાનના મૂળે કરતાં "त्रिविक्रमायनमः त्रिविक्रमं ध्यायामि" ૮ ડાબી કુંડે કરતાં "वामनायनमः वामनं ध्यायामि" ૯ ડાબે હાથે કરતાં "श्रीधरायनमः श्रीधरं ध्यायामि"૧૦ ડાબા કાનના મૂળે કરતાં "ऋषिकेशायनमः ऋषिकेशं ध्यायामि" ૧૧ પીઠે કરતાં "पद्मनाभायनमः पद्मनाभं ध्यायामि"૧૨ બોચીએ કરતાં"दामोदरायनमः दामोदरं ध्यायामि" એ પ્રમાણે બારે ઠેકાણે ભગવાનના દ્વાદશ નામ લઇ તિલક કરવાં. બાકી રહેલા કુંકુમને ધોઇને તે જળ "वासुदेवायनमः" એ મંત્ર ભણી માથે ચઢાવવું. બ્રાહ્મણોએ તો ૐકાર ( પ્રણવમંત્ર ) પૂર્વક ઉપર લખેલાં નામો ભણી તિલક કરવા એમ ઉપનિષદ્‌માં કહ્યું છે.

**મુદ્રા**—પછી શીતળ ગોપીચંદનની મુદ્રા ધારણ કરવી. તેનો વિધિ

વૈષ્ણવોએ તિલક મુદ્રા ધારણ કર્યા શિવાય કાંઇપણ સત્કર્મો કરવાં નહિ. તેના પ્રમાણના શ્લોકો "મદનપારિજાત" ગ્રંથમાં આ પ્રમાણે ટાંકેલા છે. બ્રહ્મપુરાણનું વચનઃ—

**यागो दानं तपो होमःस्वाध्यायःपितृतर्पणम् ।**
**भस्मीभवति तत्सर्वमूर्ध्वपुंड्रं विनाकृतम् ॥**

**અર્થ**—યજ્ઞ, દાન, તપ, હોમ, બ્રહ્મયજ્ઞ, પિતૃનું તર્પણ એ જો ઊર્ધ્વપુંડ્ર તિલક ધારણ કર્યા વિના જે કરે તે નિષ્ફળ થાય છે. વળી **પદ્મપુરાણનું વચનઃ—**

**उपवीतादिवद्धार्या शंखचक्रादयस्तथा ।**
**ब्राह्मणस्य विशेषेण वैष्णवस्य विशेषतः ।**

**અર્થ**—બ્રાહ્મણોએ તથા વૈષ્ણવોએ વિશેષે કરી ઉપવીતની પેઠે નિત્ય શંખ, ચક્રાદિ ધારણ કરવાં. તે ન ધારણ કરે તો દોષ લાગે છે. તે વિષે **બૃહન્નારદીયપુરાણનું વચનઃ—**

**शंखचक्रादिरहितः पूजां यस्तु समाचरेत् ।**

निष्फलं पूजनं तस्य हरिश्चापि न तुष्यति ॥

**અર્થ**—ગોપીચંદનની શંખ, ચક્રાદિક મુદ્રાથી રહિત થઇ જે ભગવાનનું પૂજન કરે છે. તેનું પૂજન નિષ્ફળ થાય છે અને શ્રીહરિ પણ તેના ઉપર પ્રસન્ન થતા નથી.

મુદ્રા કયા કયા અંગમાં ધારણ કરવી તે. જમણા હાથના મૂળમાં એટલે ખભાથી સહેજ નીચે ચાર ચક્ર, તેની નીચે એક નામ મુદ્રા, તેની હેઠળ એક શંખ, તેની નીચે ફરી એક નામ મુદ્રા અને તેની આજુબાજુ બબ્બે મળી ચાર પદ્મ કરવાં. એજરીતે જમણા સ્તનઉપર વચમાં ભાગ રાખી ત્રણ ચક્ર ઉપરાઉપરી કરવાં. વચ્ચે રાખેલા ભાગમાં એકેક એમ બે શંખ કરવા. તેની આજુબાજુ બબ્બે મળી ચાર પદ્મ કરવાં. ફરી હૃદયમાં એક નામ મુદ્રા કરવી. તેની હેઠળ ઉપર તથા આજુબાજુએ મળી ચાર સંપ્રદાય મુદ્રાઓ કરવી. કેટલાએક ગ્રંથકાર સંપ્રદાય મુદ્રાને નામમુદ્રા પણ કહે છે. તેથી આ ઠેકાણે **संप्रदाय मुद्राने** નામ મુદ્રાએ સંબંધી શ્લોકમાં કહીછે. પછી લલાટમાં તિલકની વચ્ચે નાકના મૂળમાં એક ગદા કરવી. તેના ઉ-

પરા ઉપરી માથાના વાળ સૂધી ચાર સંપ્રદાય મુદ્રાઓ કરવી. પછી
૧૫ ડાબે હાથે ખભાની હેઠળ ચાર શંખ તેની હેઠળ એક નામમુદ્રા, તેની હેઠળ એક ચક્ર તેની હેઠળ ફરી એક નામમુદ્રા અને તેના આજુબાજુ બબ્બે મળી ચાર ગદાઓ કરવી. તેજ પ્રમાણે ડાબા સ્તન ઉપર ઉપરાઉપરી વચમાં માગ રાખી ત્રણ ચક્રો કરવાં રાખેલા માગમાં એક એક મળી બે શંખ કરવા. અને તેની આજુબાજુએ બબ્બે મળી ચાર ગદાઓ કરવી. ફરી જમણા કાનની નીચેથી કંઠ સૂધી જરા જરા માગ રાખી ત્રણ ચક્ર કરવાં. તેજ રીતે ડાબા કાનની નીચેથી કંઠસૂધીમાં વચ્ચે જરા જરા માગ રાખી ત્રણ ચક્ર કરવાં. અને કંઠના તિલકની વચ્ચે એક ચક્ર કરવું, પછી નાભી ઉપર તથા જમણી ડાબી બન્ને કેડો ઉપર તથા પુંઠ ઉપર તથા પાછળ બોચીપર તથા તાળવાપર એક એક ચક્ર કરવું. એ રીતે શીતળ મુદ્રા કરી પછી બૃહન્નારદીય પુરાણમાં કહ્યા મુજબ **प्राणायामं ततःकृत्वा संध्यावंदनमाचरेत्** પ્રાણાયામ કરીને બ્રાહ્મણ, ક્ષત્રી તથા વૈશ્ય જાતિના વૈષ્ણવોએ પોત પોતાના વર્ણાશ્રમ ધર્માનુસાર સંધ્યા વંદનાદિક કર્મો સંક્ષેપથી અવસ્ય કરવાં

જોઇએ. મનુસ્મૃતિમાં કહ્યું છે કે

**संध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ॥**

**અર્થ**—જે સંધ્યાહીન અશુચિ છે તે સર્વ સત્કર્મોને લાયક નથી. વળી સાક્ષાત્ સ્વરૂપ સેવા જેમને ઘેર બીરાજતી હોય તેમણે તો સેવાના અવકાશમાં બધાંએ કર્મો યથાકાલે કરવાનાં છે. **નારદ પંચરાત્રમાં** કહ્યું છે કે:--

**लौकिकी वैदिकी वापि क्रिया या क्रियते मुने ।**
**हरिसेवानुकूलैव सा कार्या भक्तिमिच्छता ॥**

**અર્થ**—શિવજી કહે છે કે હે નારદ ! ભકિતની ઇચ્છા કરનાર જે પુરૂષ છે તેણે લૌકિક તેમજ વૈદિક ક્રિયાઓ જે કરવી, તે હરિની સેવાના સાવકાશમાં કરવી. જેમકે મંગળ ભોગ ધરીને પ્રાતઃ સંધ્યા કરે, રાજભોગ ધરીને મધ્યાન્હ સંધ્યા કરે, તેમ ઉત્સવ વગેરેના દિવસોમાં સેવાના કાર્યથી પહોંચીને નિત્ય કર્મ કરવાં, કારણસર કાળનો લોપ થવાથી પ્રત્યવાય નથી. તે વિષે **સ્કંદપુરાણમાં** ભગવદ્ વચન છે કે,

૧૭ मन्निमित्तं कृतं कर्म कर्मलोपो भवेद्यदि ।
तत्कर्म कुर्वते नित्यं तिस्त्र कोट्यो महर्षयः ॥

**અર્થ**--જો મારા નિમિત્તે કર્મ કરે, તો તે કર્મ કરતાં કદાપિ વૈદિક કર્મના કાળનો લોપ થાય તો તે કર્મો ત્રણ કરોડ મહર્ષિઓ કરે છે અર્થાત્ કર્મકાલ લોપનું પાતક ભગવત્સેવા કરનારને લાગતુ નથી. તોપણ બનતા સુધી નિત્ય નૈમિત્તિક કર્મનો લોપ સર્વથા કરવો નહિ.

**ભગવત્સેવા**--વૈષ્ણવોને ભગવત્સેવા કરવી એ મુખ્ય ધર્મ છે. જે ગાદીના સેવક હોય તે ગાદીના શ્રીમદાચાર્યચરણ ગુરૂદેવ પાસે પ્રાત:કાળથી શયન પર્યંતની સેવાવિધિ સમજી લઈ પછી પોતાના ઘરમાં શ્રીની સેવા પધરાવી. ઋતુ અનુસાર પૂર્ણ પ્રીતિ પૂર્વક સેવા કરવી. રાજસેવા કરવાની સર્વ પ્રકારે પોતાને અનુકુળતા ન હોયતો, વૈષ્ણવોએ પોતાના શ્રી ગુરૂદેવના સેવ્ય સ્વરૂપની છબી ઘરમાં પધરાવી તેમની સેવા કરવી. ઘરમાં મંદિર હોય તો તેમાં એક નાનુ સીંઘાસન ચોકી મંદિરના વેત પ્રમાણે રાખી, તે ઉપર

૩એલ ગાદી તકીઆ મૂકી તે પર એક મલમલની ચાદર બીછાવવી. મુખ વસ્ત્ર તકીઆપર ધરી રાખવું. પીઠના તકીયાપર મલમલનું સુંવાળું વસ્ત્ર ઘડી વાળી ધરવું, પછી ગાદીપર શ્રી ચિત્રજીને પધરાવવા. વસ્ત્ર ઋતુને અનુસરતાં ધરાવવાં. ગુંજાની માળા ઇત્યાદિ જે શૃંગાર હોય તે ધરવાં. શ્રીમસ્તક ઉપર મોરપીછ સહીત પાઘ ધરવી. પછી ફુલનીમાળા ધરી, તુલસી ચરણવિંદમાં સમર્પવાં. વેણુજી હોય તે ધરાવવાં. શુદ્ધ પવિત્ર જળ ઝારી ભરવા સારૂં લાવી રાખ્યું હોય તેમાંથી ઝારી ભરી, તે પર વસ્ત્ર વીંટી પડઘા પર ધરવી. પછી શ્રી પ્રભુજીને દર્પણ દેખાડવું. પછી મેવો તથા મિશ્રિ જે સમયે જે સિદ્ધ હોય તેનો એક કટોરીમાં ભોગ ધરવો. મંદિરનાં દ્વાર મંગળ કરી બહાર એસી પ્રાર્થના કરવી કે હે પ્રભો ! શ્રી મહાપ્રભુજીની કાનીથી તથા શ્રી ગુરૂદેવની કાનીથી ભોગ આરોગશો. પછી અષ્ટાક્ષર મંત્રની પાંચ માળા તથા પોતાના શ્રી ગુરૂદેવના નામની એક માળા અવશ્ય ફેરવવી. શ્રીમદ્ભાગવત શ્રીમદ્ભગવદગીતા પુરૂષોત્તમ સહસ્ત્ર તથા ષોડશગ્રંથ વીગેરે જો વાંચતાં આવડતા હોય તો તેનો યથાશક્તિ પાઠ કરવો.

ગયે, **પંચાક્ષર** મંત્રજપ કરવા જેવી અપરસ હોય તો તેનો
૧૫ પણ દરરોજ જપ કરવો. જો તેવી અપરસ ઘરમાં નહિ રહેતી હોય
તો નદી, તળાવ, વાવ કે જે જળાશય નજીક હોય તેમાં સ્નાન કરી
ગયે, **પંચાક્ષર** મંત્રનો જપ જરૂર કરવો.

વર્ણાશ્રમ ધર્માનુસાર સંધ્યા ગાયત્રી જપ વગેરે જે વૈદિક નિત્યકર્મ કરવાનાં હોય તે કરવાં પછી ત્રણ તાલ વગાડી ભોગ સરાવવો. આચમન મુખવસ્ત્ર કરાવી બીડી ધરાવવી. ઝારી ફરી ભરીને ધરવી. શ્રીનાદર્શન તથા ચરણસ્પર્શ કરી પછી સુખશય્યામાં અથવા ઝાંપીમાં પોઢાડવા. મંદિરદ્વાર મંગળ કરી દંડવત્ પ્રણામ કરવા. પ્રસાદી જળને પોતાને પીવાના જળની મથની (ગોળી)માં મેળવવું. પ્રસાદી મેવામીશ્રીને રસોઇ થઈ હોય તેમાંના સર્વ પદાર્થમાં મેળવવા. પછી બ્રાહ્મણ હોયતો તેમણે પ્રસાદી અન્નથી બલી વૈશ્વદેવ કરવો મધ્યાહ્ન સમયે કોઇ અતિથિ આવ્યો હોય તો તેને અવશ્ય પ્રથમ પ્રસાદ લેવડાવવો. આ ગૃહસ્થાશ્રમીઓનો ધર્મ છે. અતિથિ વખતે ન મળે કે હમેશાં તેને પ્રસાદ લેવડાવવાની પોતાની શકિત ન હોય તો ગૌગ્રાસ કાઢવો. પછી મહા પ્રસાદ લેવો. વૈષ્ણ-

વોએ કદિપણુ અસમર્પિત વસ્તુ ખાનપાનમાં વાપરવી નહીં. **સિદ્ધાંત રહસ્ય** ગ્રંથમાં **શ્રી મહાપ્રભુજીએ** અસમર્પિત વસ્તુ સર્વથા ત્યાગ કરવાની આજ્ઞા કરી છે—

**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ।**

વળી કૂર્મપુરાણમાં પણ અસમર્પિત વસ્તુ વાપરવાનો દોષ કહ્યો છે—

**अनर्पयित्वा गोविन्दे यैर्भुक्तं धर्मवर्जितः**
**शुनो विष्ठासमं चान्नं नीरं च सुरया समम् ॥**

**અર્થ**--શ્રીગોવિંદને અર્પણ કર્યા વિના જેણે ભોજન કર્યું હોય તેને ધર્મવર્જિત જાણવો. તે ભોજનનું અન્ન શ્વાનવિષ્ઠા સમાન અને જળ તથા દૂધ સુરાપાન સમાન માનવું. **અથર્વણ** વેદના મહોપનિષદ્‌માં કહ્યું છે કે,

**सर्वे देवाः सर्वे पितरः सर्वे मनुष्याः विष्णुनाऽशितम-**
**श्नांति विष्णुनाऽऽघ्रातं जिघ्रांति विष्णुना पीतं पिबंति विष्णुना**
**रासितं रसयंति तस्माद्विद्वान् विष्णूपहृतं भक्षयेयुः**

**અર્થ**—સર્વે દેવતાઓ, પિતૃઓ તથા મનુષ્યો પ્રભુના પ્રસાદી
૨૧ અન્ન, જળ રસ, પુંષ્પાદિનું ગ્રહણ કરે છે. માટે વિદ્વાન પુરૂષોએ શ્રીવિષ્ણુના પ્રસાદી પદાર્થોજ ઉપયોગમાં લેવા માટે વૈષ્ણવોએ બનતા સુધી અસમર્પિતથી બચતા રહેવું.

કદાપિ ઉપર લખેલો ઉત્તમ પ્રકાર પ્રવાસ, આશૌચ વિગેરે ખરી અડચણના કારણથી ન પળાય તો, સંપ્રદાયના ચાલતા સદાચાર પ્રમાણે ભગવદ્પ્રસાદ તથા ભગવદ્પ્રસાદી તુળસી તથા ભગવદ્ચરણામૃત ઉપયોગના પદાર્થોમાં મેળવીને તેમાંનો દોષમાત્ર પણ મટાડી, પ્રસાદી કરી ઉપયોગમાં લેવા. આણેલા સર્વે પદાર્થોમાંથી, થોડો ભાગ પણ પ્રથમ પોતાના ઉપયોગમાં લીધો હોય તો તેમાંનો બાકીનો ભાગ તે અર્ધભુકત કહેવાય છે. તેવા અર્ધભુક્ત પદાર્થોનો વૈષ્ણવોએ શ્રી પ્રભુની સેવામાં ઉપયોગ ન કરવો. એવી "**સિદ્ધાંતરહસ્ય**" ગ્રંથમાં શ્રી **મહાપ્રભુજી**એ આજ્ઞા કરી છે.

**મહાપ્રસાદ લેવાનો વિધિ**—પ્રસાદ લેતી વખતે દક્ષિણ મુખે બેસવું નહિ. જળપાત્ર ડાબી બાજુએ મૂકવું. પોતાનું કરીને મહાપ્રસાદી પાતલ મૂકવી. મહાપ્રસાદ લેતાં પહેલાં પરમપવિત્ર શ્રી

ભગવદ્ સ્વરૂપનું ધ્યાન ધરવું. પછી પ્રસાદમાંથી અધિકાર પ્રમાણે
૨૨ આપોશન તથા આચમન કરી, પ્રથમ પંચગ્રાસ ( પાંચ કોળીઆ ) ભાતના ભરી યથોચિત પ્રસાદ લેવો. ભોજન કરતાં ગ્રાસે ગ્રાસે શ્રી હરિ સ્મરણ કરતા રહેવુ ભોજન સમયે મૌન રાખવું કહ્યું છે. પોતાના સ્વાર્થે માટે ભગવત્ પ્રસાદની કદીપણ નિંદા કરવી નહિ. શ્રીપ્રભુને માટે બગડ્યા સુધર્યાંનું કહેવામાં દોષ લાગતો નથી, કેમકે ફરી સાવધાનીથી સામગ્રી કરવામાં આવે.

ભોજન વખતે કાગ, રજસ્વલા વગેરે હીન જાતિની દૃષ્ટિ ન પડે એવા એકાંત સ્થાને ભોજન કરવા બેસવું. ભોજન કરતાં કરતાં જળપાન કરવું ત્યારે જમણા હાથના કાંડાનો ટેકો રાખી, ડાબે હાથે જળપાત્ર ઝાલી જળ પીવું. એટલે ડાબા હાથથી જળપાન કરવામાં શાસ્ત્રે દોષ કહ્યો છે. ભોજન થઈ ચૂકે એટલે અધિકાર પ્રમાણે શુદ્ધ આચમન કરી ઉઠવું. પ્રથમ છાણ, માટીથી બે હાથ મસળ ને ધોયા બાદ બાર કોગળા કરવા. પછી મુખ શુદ્ધિ માટે પ્રસાદી બીડી લેવી. પછી પુરૂષે થોડીવાર ફરી વસ્ત્ર બદલી વિશ્રામ લેવો. સુહાસણ સ્ત્રીઓએ પોતાના સ્વામીની પત્રાલમા બેસી પ્રસાદ લેવો. વિધવા સ્ત્રી-

ઓએ જુદી પત્રાવલીમાં, ઇંદ્રિઓ જેમ સારી રીતેં નિયમમાં **રહે તેવી રીતનો પરિમિત ભગવદ્પ્રસાદ દિવસમાં એકજ વખત લેવો.** ભોજન થયા પછી સુવાસણે ઉપર લખ્યા પ્રમાણે મુખશુદ્ધિ કરી બીડી લેવી. વિધવાને પાનની બીડી ખાવાનો શાસ્ત્રમાં નિષેધ છે. માટે તેણે તો પ્રસાદિ સોપારી માત્રજ લેવી. પછી વાસણ માંજી, પોતાને ઠેકાણે ગોબરમાટીથી લીંપી ભોજન સ્થાન શુદ્ધ કરવું. સર્વ ઘરકામથી પરવારી થોડોવાર વિશ્રામ લેવો. ત્યારબાદ સહકુટુંબ મળી પોતાના સંપ્રદાયના પોષક તથા નીતિ ગ્રંથો વાંચવા તથા સાંભળવા. પુરૂષોએ વર્ણ પ્રમાણે પોતપોતાના વ્યવહારિક ઉદ્યોગો **નીતિપૂર્વક** કરવા. સ્ત્રીઓએ શ્રી ઠાકોરજીની સામગ્રી વીણવા, ચૂંટવા વગેરે સેવોપયોગી કામો કરવાં.

**સાંજે કરવાનો વિધિ**–વૈષ્ણવોએ સાંજે સ્નાન કરી, વિધિ પ્રમાણે તિલકમુદ્રા ધારણ કરી, સેવામાં તત્પર થવું. ઉત્થાપનથી શયન પર્યંતની સેવા સ્નેહપૂર્વક કરવી. શયન થયા બાદ બહાર આવી., પોતાના વર્ણાશ્રમ પ્રમાણે સાયંસંધ્યા, ગાયત્રી તથા અષ્ટાક્ષરનો જપ, નિત્ય પાઠ યથાવિધિ કરવા. પછી મહાપ્રસાદ લઇ પ્રથમ લખ્યા પ્રમાણે મુખ

શુદ્ધિ કરી બીડી લઇ સ્વચ્છ થવું. પછી ગામમાં ભગવત્ મંડળી કે સત્સમાગમ જ્યાં થતો હોય ત્યાં વૈષ્ણવ બ્રાહ્મણને મુખે શ્રીમદ્ભાગવત, શ્રીસુબોધિની, તત્વદીપ નિબંધ, ષોડશગ્રંથ વગેરે સિદ્ધાંત ગ્રંથનું સારી રીતે શ્રવણ કરવું. સંસ્કૃત ગ્રંથો વાંચી સંભળાવનાર ન મળે તો તેનાં ભાષાંતરો તથા સંસ્કૃત ગ્રંથોનાં સિદ્ધાંત વિરૂદ્ધ ન હોય તેવા ભાષાગ્રંથો વાંચવા, સાંભળવા તથા મનન કરવા. વેદ, ગીતા, ભાગવત, અને નારદ પંચરાત્રથી વિરૂદ્ધ ગ્રંથોનું શ્રવણ કદી કરવું નહિ. ગામમાં તેવો સત્સમાગમ કોઇ ઠેકાણે ન થતો હોય, તો ઉપર લખ્યા પ્રમાણે પોતાના ઘરમાં જ બધા કુટુંબીઓએ ભેગા મળી આગ્રહપૂર્વક સત્સમાગમ તથા ભગવદ્કીર્તન કરવું. એક દિવસ પણ હરિકથા કીર્તન વિનાનો જવા દેવો નહિ. નારદપંચ રાત્રમાં કહ્યું છે કેઃ—

तद्दिनं दुर्दिनं मन्ये मेघाच्छन्नं न दुर्दिनम् ।
यद्दिनं कृष्णसंलापकथापीयूषवर्जितम् ॥

અર્થ— શિવજી કહે છે કે હે પાર્વતિ ! વાદળે કરીને આચ્છાદિત દિવસ તેને હું દુર્દિન માનતો નથી, પણ જે દિને શ્રીકૃષ્ણ-સં-

અંથી કથાવાર્તારૂપ અમૃતનું પાન કરવાનું ન મળે તે દિવસને હું
૨૫ દુર્દિન ગણું છું. માટે સત્સમાગમ કરવાનો નિત્ય નિયમ કદી પણ ચૂકવો નહિ.

**સુવાનો વિધિ**—યથાશક્તિ અષ્ટાક્ષર મંત્રનો જપ કરી શ્રી ગોવર્દ્ધનનાથજી વગેરે પ્રથમ લખેલાં એકવીસ નામોનો ઉચ્ચાર કરી, ચરણામૃત લઇ સૂવું. ગૃહસ્થાશ્રમીઓએ શ્રી ભગવાનમાં સદૈવ ઉત્તમ પ્રકારનો સ્નેહ રાખે એવો સુલક્ષણવાન્ પુત્ર ઉત્પન્ન થવાની ઇચ્છા રાખવી. એકાદશી, દ્વાદશી અમાવાસ્યા, પૂનેમ, શ્રાદ્ધ વગેરે વ્રત તથા પર્વના દિવસોમાં ગૃહસ્થાશ્રમીઓએ અવશ્ય જીતેંદ્રિય રહેવું

## સામ્પ્રદાયિક પરચુરણ જાણવાજોગ વિષયો.

**દીક્ષા**—વૈષ્ણવોએ પ્રથમ અષ્ટાક્ષર મંત્રનો ઉપદેશ લેવો. એથી સાત ભક્તિનો અધિકારી થાય છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, અને દાસ્ય સુધીની સાત પ્રકારની ભક્તિ કરતાં બ્રહ્મસંબંધ કરવાને લાયક થાય છે. પછી ઇશ્વરના અનુગ્રહનું પાત્ર થાય ત્યારે આત્મનિવેદન કરી શકાય છે. અને તેમ થાય ત્યારે તેની કરેલી સેવા પ્રભુ સાક્ષાત અંગીકાર કરે છે. સખ્ય તથા આત્મનિવે-

દન એ એ ભકિતનું પ્રભુ પોતે દાન કરે છે. એ ભકિત ભગવાનની
૨૬ પરમકૃપા હોય તેનેજ પ્રાપ્ત થાય છે. જનોઇ લેવાથી દ્વિજોને જેમ વૈદિક કર્મો કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, તેમ બ્રહ્મસંબંધ કરવાથી ભગવાનની સેવાનો અધિકાર થાય છે. માટે જીવને ભગવત્સેવા કરવાનો અધિકારી કરવો એ બ્રહ્મસંબંધનું પ્રયોજન છે, ઉપલા બંને મંત્રથી દીક્ષા વૈષ્ણવોએ અવશ્ય લેવી. એમ "**મંત્રસાર**" નામના ગ્રંથમાં કહ્યું છે.

**दीक्षिताय विशेषेण प्रसीदेन्नान्यथा हरिः ।**
**ब्राह्मणःक्षत्रियो वापि वैश्यःशूद्रोऽथवा पुनः ॥**
**एवं स्त्रियो वा यत्नेन गुरुमेव समाश्रयेत् ।**

**અર્થ**—દીક્ષા ધારણ કરનારપર ભગવાન્ વિશેષે કરીને પ્રસન્ન થાય છે. માટે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર, તથા સ્ત્રીઓ સર્વેએ પ્રયત્ને કરીને ગુરૂનો ઉપદેશ લેવો. ન લેનાર એટલે દીક્ષા વગર રહેનારને દોષ કહ્યો છે. **પદ્મપુરાણમાં** શિવજીનું પાર્વતીપ્રતિ વચન:—

अदीक्षितस्य वामोरु कृतं सर्वं निरर्थकम् ।
२७ पशुयोनि मवाप्नोति दीक्षाहीनो मृतो नरः ॥

**અર્થ**—જેણે દીક્ષા ધારણ કરી નથી, તેનાં કરેલાં સર્વ સત્કર્મો નિષ્ફળ થાય છે અને મૂઆ પછી તેને પશુયોનિ પ્રાપ્ત થાય છે.

**ગુરૂનાં લક્ષણ**—દીક્ષા ગુરૂ પાસે લેવાની છે, માટે ઉપલા મંત્રોની દીક્ષા કેવા ગુરૂપાસે લેવી તે પ્રથમ જાણવું જોઇએ. ગુરૂ એ એ અક્ષરમાં એવો અર્થ સમાયલો છે કેઃ—

गुशब्दस्त्वंधकारः स्याद्रुशब्दस्तन्निरोधकृत् ।
अंधकारनिरोधत्वाद्गुरुरित्यभिधीयते ॥

અર્થ-ગુ શબ્દ અંધકાર વાચક છે અને રૂ શબ્દ તેનું રૂંધન સૂચક છે. અર્થાત્ શિષ્યની બુદ્ધિમાં રહેલા જે અજ્ઞાનરૂપ અંધકાર તેનો સદ્બોધરૂપ દીપકના પ્રકાશે કરીને જે નાશ કરે તેજ ખરા ગુરૂ કહેવાય. વળી શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ "**તત્વદીપ નિબંધ**" **માં** આજ્ઞા કરી છે કેઃ—

**कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरं ।**
**श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥**

**અર્થ—શ્રીકૃષ્ણચંદ્રની** સેવામાં પરમચતુર અને દંભ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે સર્વ દુર્ગુણોથી રહિત **શ્રીમદ્ ભાગવતના** તત્વને સમજનાર એવા લક્ષણવાન્ પુરૂષને શિષ્યે પરમ આદરથી ગુરૂ કરવા.

**શિષ્યનાં લક્ષણ—દીક્ષાતત્વ પ્રકાશિકામાં કહ્યું છે કેઃ-**

**शांतो विनीतः शुद्धात्माश्रद्धावान्धारणक्षमः ।**
**समर्थश्च कुलीनश्च प्राज्ञः सच्चरितो यती ॥**
**एवमादि गुणैर्युक्तः शिष्यो भवति नान्यथा ।**

**અર્થ—**શાંત. નમ્ર, નિષ્કપટ, શ્રદ્ધાળુ ધારણાવાળો, સામર્થ્યવાળો, કુળવાન વિવેકી, સદાચરણી તથા જીતેંદ્રિય વગેરે. જે યુકત હોય તેજ શિષ્ય થવાને લાયક છે. બીજો નથી. સ્ત્રી અને પુરૂષ બન્ને દંપતીઓએ એકજ ગુરૂ કરવાથી પરસ્પર ભાઇ બેનનો.સં-

બંધ ગણાય માટે બન્નેએ એકજ ગુરૂ કરવા કે નહીં એ શંકાનું
૨૯ સમાધાન–ઉપદેશમંત્ર લેવાથી જે પરસ્પર ભાઇ બેનનો સંબંધ
થાય છે, તે અલૌકીક સંબંધ છે. અને વિવાહ થવાથી સ્ત્રીપુરૂષ
નો જે સંબંધ થાય છે, તે લૌકિક સંબંધ કહેવાય છે. જે સંબંધ
અલૌકિક છે તે ભગવદ્ સંબંધી છે અને નિત્ય છે, ને લૌકિક જે
સંબંધ તે વ્યવહાર સંબંધી છે ને અનિત્ય છે, માટે લૌકિક સંબંધ-
ને અલૌકિક સંબંધ સાથે સરખાવી દોષરૂપ કરવો તે અઘટિત છે.
તેનું દૃષ્ટાંત **મહાભારતમાં** કહ્યું છે કે, ગૌતમે પોતાના શિષ્ય
ઉત્તંકને પોતાની કન્યા પરણાવી છે, જો વિદ્યાદાતા પિતા સમાન
છે, તો તેની પુત્રી બેન થઇ; જો દોષ હોય તો ગૌતમ આપેજ
કેમ ? માટે તેમ નથીજ ગણાતું, વળી **બ્રહ્મવૈવર્તમાં** કહ્યું છે કે,

**अन्नदाता भयत्राता पत्नीतातस्तथैवच ।**
**विद्यादाता मंत्रदातापंचैते पितरः स्मृताः ॥**

**અર્થ**—અન્નથી પોષણ કરનાર, ભયથી પ્રાણને બચાવનાર, સસરો, વિદ્યા આપનાર, મંત્રનો ઉપદેશ આપનાર આ પાંચે ને પિ-

તા કહ્યા છે તેમાં સસરો પિતા થયો તો તેની પુત્રી બેન થઇ ત્યારે પરણવાનું પ્રયોજન તે વ્યર્થ થયું. પણ તેમ નથી કારણ કે જે ઉપર લખેલા પાંચે પ્રકારના પિતા કહ્યા છે તે પિતા સમાન પૂજ્ય બુદ્ધ રાખવા સારૂ કહ્યા છે તેથી જન્મ આપનાર પિતા કહી શકાય નહીં. તેમજ એક ગુરૂનો ઉપદેશ લેવાથી કાંઇ ભાઈ બેન કહી શકાય નહીં, માત્ર અલૌકિક સંબંધમાં ભાઈ બેનોના જેવો સ્નેહ રાખવાનો સંબંધ કહ્યો છે, માટે એકજ ગુરૂ કરવાના મહાત્મ્યનો આ શ્લોક છે—

**आचारो धर्ममार्गश्च गुरुमंत्रश्च देवता ।**
**दंपत्यपत्यभृत्याद्यैरेकीकृत्य महत्फलम् ॥**

**અર્થ**—સ્ત્રી તથા પુરૂષ, તથા પુત્ર, તથા ચાકર એ સર્વે મળી એક સદાચાર, એક ધર્મ, એક ગુરૂ. એકજ મંત્ર એકજ દેવતાનો આશ્રય કરવો. એ કરવાથી મોટુ ફળ થાય છે, તેવું **સાધન દીપિકા** નામના ગ્રંથમાં કહ્યું છે. વૈષ્ણવોને વિષ્ણુ : પંચકવ્રત કરવાની આવશ્યકતાનો વિષય, **પદ્મપુરાણમાં** ઉત્તરખંડમાં છેવટના અધ્યાયમાં કહ્યો છે તે શ્લોક—

कृष्णजन्माष्टमी रामनवम्येकादशी व्रतं ।
वामनद्वादशीतद्वन्नृहरेस्तुचतुर्दशी ॥
विष्णुपंचकमित्येवं व्रतं सर्वाघनाशनं ।
नित्यं नैमित्तिकं काम्यविष्णुपंचव मेवहि ॥

**અર્થ—કૃષ્ણજન્માષ્ટમી ૧ રામનવમી ૨ ચોવીસ એકાદશી મળીને એક વ્રત ૩ વામનદ્વાદશી ૪ નરસિંહ ચૌદસ ૫ એ પાંચે** વ્રતો વિષ્ણુ સંબંધી છે, સર્વે પાપોને દૂર કરનારાં છે, અને નિત્ય છે, માટે એ પાંચે વ્રત વૈષ્ણવોએ અવશ્ય કરવાં. તેથી બીજા અન્ય દેવતાનાં વ્રતો છે તે તે દેવતાનાં જે અનન્ય ભકતો છે તેઓને તે કરવાનાં કહ્યાં છે. જે કરવાથી તે તે દેવતાઓની વ્રત કરનારા ઉપર પ્રસન્નતા થાય છે. તેમજ વિષ્ણુ ભકતોએ પોતાના **ઈષ્ટ શ્રીકૃષ્ણચંદ્રને** પ્રસન્ન કરવા સારૂ ઉપર લખેલાં પાંચે વ્રતો કરવાં.

**તુળસીનીમાળા ( કંઠી )** ધારણ કરવી તે વિષે **નિર્ણય સિંધુમાં** પુરાણનું વાક્ય—

निवेद्य केशवे मालां तुलसीकाष्ठसम्भवां ।
वहते यो नरो भक्त्या तस्य नैवास्ति पातकम् ॥

અર્થ—તુળસીના કાષ્ઠથી બનેલી માળા શ્રીહરીને પ્રથમ અર્પણ કરીને પછી તે માળાને ભાવસહિત પહેરે છે તેના શરીરમાં પાતક રહેતું નથી. એ મંત્રથી ભગવાનને ધરાવીને પ્રસાદી કરવી. પછી તે માળા ધારણ કરવી તેનો મંત્ર, નિર્ણયસિંધુમાં પુરાણનો શ્લોક—

तुलसीकाष्ठसम्भूते माले कृष्ण जन प्रिये ।
विभर्मि त्वामहं कंठे कुरु मां कृष्णवल्लभम् ॥

એ મંત્ર ભણીને માળા પહેરવી—તુળસી માળાનું માહાત્મ્ય-સ્કંધપુરાણના માર્ગશીર્ષ માહાત્મ્યમાંનો શ્લોકઃ—

तुलसीकाष्ठमालाभिर्भूषितः पुण्यमाचरेत् ।
पितॄणां देवतानां च कृतंकोटिगुणं कलौ ॥

**અર્થ**—પિતૃ કાર્ય અને દેવ કાર્યને વિષે તુળસીની માળા પ-
33 હેરીને કાર્ય કરે તો તેને કળીયુગમાં કોટી ગણું ફળ મળે છે. તુળ-
સીની માળા સદૈવ ધારણ ન કરે તો દોષિત થવાય છે. તે વિષે
સ્કંધપુરાણમાં લખ્યું છે કે—

**येषां न तुलसी माला ते नरा मूढमानसाः**
**अन्नं त्रिष्टा जलं मूत्रं पीयूषं रुधिरं भवेत् ॥**
**अतस्सर्वेषु कालेषु न त्याज्या कंठमालिका ।**
**क्षणार्धस्तद्विहीनो यो विष्णुद्रोही न संशयः ॥**

**અર્થ**—જેણે કંઠમાં તુળસીની માળા ધારણ કરી નથી, તે મૂઢબુદ્ધિવાળા જાણવા, અને તે અન્ન ખાય છે તે વિષ્ટા બરાબર છે, અને તે જળનું પાન કરે છે તે મૂત્ર બરાબર છે; અને તે દૂધ પીએ છે તે રૂધિર બરાબર છે. એ કારણ માટે કંઠમાંથી તુળસી માળાનો કોઇપણ કાળે ત્યાગ ન કરવો. જો અર્ધક્ષણ માત્ર પણ ત્યાગ કરે તો શ્રીવિષ્ણુનો દ્રોહી થાય તેમાં સંશય નથી.

---

## સૌભાગ્યવતી સ્ત્રીઓને પાળવાના નિયમો.

૩૪ સૌભાગ્યવતી સ્ત્રીઓએ પોતાના **પતિની સેવા** કરવી એજ પરમધર્મ છે. કદી પણ **પતિની આજ્ઞા લોપવી નહીં**, પોતાના સ્વામિ શિવાય કોઇપણ પરપુરૂષમાં મન દોડાવવું નહીં. વ્યભિચાર કરનારી સ્ત્રીઓને શાસ્ત્રમાં જે દોષ કહ્યો છે તે વિષે શ્લોક—

**यावंतो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः ।**
**तावद्वर्षसहस्राणि नर्के ताः पर्युपासते ॥**

**અર્થ**—પરપુરૂષ સાથે વ્યભિચાર કરનારી સ્ત્રીઓના અંગ ઉપર જેટલાં રૂવાટાં છે તેટલા હજાર વર્ષસુધી કુંભીપાક નામના નર્કમાં દુઃખ ભોગવવું પડે છે માટે જીતેંદ્રિયપણું દ્દઢ રાખી પતિની આજ્ઞા પ્રમાણે સેવામાં તત્પર રહેવું; પણ સ્વતંત્રપણાથી કંઇ પણ ફરવા જવું નહીં.

**વિધવા સ્ત્રીઓના નિયમ**—વિધવા સ્ત્રીઓને પતિ મુવા પછી વિચિત્ર પ્રકારનાં રાતા રંગનાં વસ્ત્ર પહેરવાં નહીં અને કોઇ

પણ પરપુરૂષનો સંગ તથા પરપુરૂષ સાથે ભાષણનો વ્યવહાર કદાપિ
૩૫ રાખવો નહીં. જીવતાં સુધી પોતાની સર્વ ઇંદ્રિયોને વશ રાખી, હરિ સેવા, સ્મરણ, કીર્તન, અને વારતામાં પોતાના મનને પરાયણ કરવું, દુઃસંગનો ત્યાગ કરી બ્રહ્મચારીના જે ધર્મો કહ્યા છે, તે ધર્મ વિધવા સ્ત્રીઓએ નિયમપૂર્વક અવશ્ય પાળવા.

હાલમાં ભૂતળપર **શ્રીવલ્લભકુળમાં** જે ગોસ્વામિ બાળકો બિરાજે છે તેમના જન્મ દિવસોની યાદી—

ચૈત્ર શુદી ૩ શ્રી દેવકીનંદનાચાર્યજી કામબનવાળા.

ચૈત્ર વદી ૧ શ્રી દ્વારકેશલાલજી પોરબંદરવાળા શ્રી ઘનશ્યામલાલજીના લાલજી.

વૈશાખ વદી ૧૧ શ્રી દેવકીનંદનજી ઈંદોરવાળા.

જ્યેષ્ટ શુદી ૯ શ્રી દ્વારકેશલાલજી મુંબઇવાળા.

જ્યેષ્ટ વદી ૧૪ શ્રી વાગીશલાલજી મુંબઇવાળા.

અશાડ શુદી ૨ શ્રી ગોપાલલાલ કામબનવાળા.

અશાડ શુદી ૨ શ્રી વલ્લભલાલજી બેટવાળા.

અશાડ શુદી ૩ શ્રી વલ્લભલાલજી કામવનવાળા. શ્રી દેવકીનંદનજીના લાલજી.

અશાડ શુદી ૮ શ્રી ઘનશ્યાગલાલ પોરબંદરવાળા. ગાદીએ બિરાજ્યા ફાગણ સુદ ૧૩.

અશાડ વદી ૧૩ શ્રી બાલકૃષ્ણલાલજી કાંકરોલીવાળા.

શ્રાવણ શુદ ૩ શ્રી દામોદરલાલ ચાંપાસનીવાળા.

શ્રાવણ વદી ૧ શ્રી ગોવર્ધ્ધનલાલજી ટીકેત શ્રીજીદ્વારવાળા.

શ્રાવણ વદી ૮ શ્રી કન્હૈયાલાલજી ગોકુળવાળા.

શ્રાવણ વદી ૧૨ શ્રી વિઠ્ઠલનાથજી ચોપાસનીવાળા.

શ્રાવણ વદી ૩૦ શ્રી કન્હૈયાલાલજી મુંબાઇવાળા.

ભાદ્ર શુદી ૭ શ્રી વ્રજરતનજી સુરતવાળા.

ભાદ્ર શુદી ૧૨ શ્રી ગોકુલનાથજી મુંબઈ. મોટા મંદીરવાળા.

ભાદ્ર શુદી ૧૨ શ્રી અનિરૂદ્ધજી બેટવાળા.

ભાદ્ર કૃષ્ણ ૩ શ્રી ગોવર્ધનલાલ મુંબઇવાળા.

ભાદ્ર વદી ૩ શ્રી દામોદરલાલજી પોરબંદરવાળા શ્રી ઘનશ્યામલાલજીના લાલજી.

ભાદ્ર વદી ૮ શ્રી મુરલીધરજી કોટાવાળા.

૩૭ ભાદ્ર વદી ૧૩ શ્રી ગિરધરલાલજી શેરગઢવાળા.

આસો વદી ૩ શ્રી ઘનશ્યામલાલ મુંબઇવાળા.

આસો વદી ૧૩ શ્રી વ્રજપાલજી મથુરાજીવાળા.

કાર્તિક શુદી ૬ શ્રી પુરશોત્તમલાલજી અમરેલીવાળા.

કાર્તિક વદી ૧ શ્રી રમણલાલજી મથુરાવાળા.

કાર્તિક વદી ૭ શ્રી ગોપાળલાલ કોટાવાળા.

કાર્તિક વદી ૭ શ્રી ગોપાળલાલજી મથુરાવાળા.

માગશર શુદી ૧૧ શ્રી વલ્લભલાલજી ચાપાસનીવાળા. જુનાગઢની ગાદીએ.

માગશર શુદી ૧૩ શ્રી જીવનલાલજી પોરબંદરવાળા.

માગશર વદી ૭ શ્રી રણછોડલાલ પોરબંદરવાળા. શ્રી જીવનલાલજીના લાલજી.

પોષ સુદી ૪ શ્રી ગોપેશ્વરજી શ્રી વિઠ્ઠલેશરાયજીની ગાદીએ બિરાજે છે.

પોષ સુદી. ૬ શ્રી દામોદરલાલજી ટીકેત ગોવરધનલાલજીના લાલજી.

પોષ શુદી ૭ શ્રી રણછોડલાલ કોટાવાળા.

પોષ વદી ૧૧ શ્રી રણછોડલાલજી રાજનગરવાળા શ્રી મધુસુદન લાલજીના લાલજી.

મહા શુદી ૪ શ્રી મધુસુદનલાલજી રાજનગરવાળા.

મહા શુદી ૧૫ શ્રી ગિરિધરજી કાશીવાળા.

મહા વદ ૧૨ શ્રી પદ્યુમ્નલાલજી બેટવાળા.

ફાલ્ગુન શુદી ૩ શ્રી ગિરધરજી સુરતવાળા.

## ભૂતળપર નહિ બિરાજતા કેટલાએક બાળકોના ઉત્સવની યાદી.

ચૈત્ર વદી ૯ શ્રી ગોવિંદલાલજી જુનાગઢ.

વૈશાખ સુ. ૧૧ શ્રી મટુલાલજી ગિરિરાજ.

વૈશાખ વદી. ૧૪ શ્રી વિઠ્ઠલેશજી પોરબંદર.

જેઠ સુદ. ૧૩ ટિકેત ગિરિધારીજી મહારાજ

જેઠ સુદ. ૧૫ શ્રી જીવનલાલજી કાશી.

આષાઢ સુ. ૪ શ્રી ઘનશ્યામલાલજી કોટા.

આષાઢ સુ ૭ શ્રી પન્નાલાલજી માંડવી.

આષાઢ સુ. ૭ શ્રી ગોવિન્દલાલજી કામવન.

આષાઢ સુ. ૮ શ્રી દ્વારકાનાથજી પોરબંદર.

આષાઢ સુ. ૧૨ શ્રી વિઠ્ઠલરાયજી મુંબાઈ.

આષાઢ વદી ૧ શ્રી ગોકુલેશજી જૂનાગઢ.

આષાઢ વદી ૮ શ્રી યદુનાથજી સુરત.

આષાઢ વદી ૧૦ શ્રી વ્રજરત્નજી નડિઆદ.

આષાઢ વદી ૧૩ શ્રી ગોકુલેશજી મુંબાઇ

આષાઢ વદી ૧૪ શ્રી ગોપાળલાલજી વડોદરા.

શ્રાવણ સુદ ૨ શ્રી કન્હૈયાલાલજી કોટા

શ્રાવણ સુદ ૨ શ્રી વલ્લભલાલજી મુંબાઇ.

શ્રાવણ સુદ ૧૪ શ્રી ગોવિંદલાલજી ઇન્દોર.

શ્રાવણ વદી ૫ શ્રી ચીમનલાલજી મુંબાઇ.

શ્રાવણ વદી ૮ શ્રી બાલકૃષ્ણજી રાજનગર.

શ્રાવણ વદી ૮ શ્રી મુરલીધરજી બેટ.
શ્રાવણ વદી ૯ શ્રી વ્રજેશજી જામનગર.
શ્રાવણ વદી ૧૦ શ્રી ગોપિકેશજી મુંબાઇ.
શ્રાવણ વદી ૧૪ શ્રી વલ્લભજી ખંભાત.
ભાદરવા સુ. ૨ શ્રી ગિરિધરલાલજી કાંકરોલી.
ભાદરવા સુ. ૮ શ્રી મુરલીધરજી ચાપાસની.
ભાદરવા સુ. ૧૫ શ્રી ત્રિકમજી સુરત.
ભાદરવા વદી ૪ શ્રી ગોપાળલાલજી શ્રી ગોકુલ.
ભાદરવા વદી ૬ શ્રી વ્રજવલ્લભજી જૂનાગઢ.
ભાદરવા વદી ૭ શ્રીઘનશ્યામજી સુરત.
ભાદરવા વદી ૧૧ શ્રી નૃસિંહલાલજી મુંબાઈ.
આસો વદી ૫ શ્રી વ્રજનાથજી જામનગર.
આસો વદી વદી ૮ શ્રી મગનલાલજી સુરત.
કાર્તિક સુદી. ૩ શ્રીવલ્લભજી શેરગઢ.
કાતક સુદી. ૭ શ્રીલાલમણિજી મુંબાઇ.
કાર્તિક સુ. ૮ શ્રી પન્નાલાલજી શ્રીજીદ્વાર.

કાર્તિક સુ. ૧૪ શ્રી જીવનલાલજી કોટા.
૪૧ કાર્તિક સુ. ૧૫ શ્રી રઘુનાથલાલજી કોટા.
કાર્તિક વદ ૧૩ શ્રી મગનલાલજી વેરાવળ.
કાર્તિક વદી ૧૪ શ્રી જયદેવલાલજી વીરમગામ.
માગશર સુ. ૫ શ્રી જીવનલાલજી મુંબાઇ.
માગશર સુ. ૭ શ્રી ગોકુળનાથજી શ્રીગોકુળ.
માગશર સુ. ૭ શ્રી વ્રજનાથજી મથુરાજી.
માગશર સુ. ૧૦ શ્રી દામોદરજી વેરાવળ.
માગશર સુ ૧૧ શ્રી કલ્યાણરાયજી મથુરા.
માગશર વદી ૧૨ શ્રી વ્રજભૂષણજી–રાજનગર.
પોષ સુ. ૨ શ્રી વ્રજજીવનજી–પોરબંદર.
પોષ વદ ૨ શ્રી પુરૂષોત્તમજી મથુરા.
મહા સુદ ૧ શ્રી દાણીરાયજી મુંબાઈ.
મહા સુદ ૧૦ શ્રી ગોકુલાધીશજી મુંબાઈ.
ફાગણ સુ. ૧૨ શ્રી કુંજલાલજી ચાપાસની
ફાગણ વદ ૮ શ્રી બાલુરાયજી જામનગર.

ફાગણ વદ ૧૨ કાકા શ્રી ગિરિધરજી શ્રીજીદ્વાર.

ફાગણ વદ ૧૩ શ્રી વ્રજરાયજી રાજનગર.

એ જન્મ તિથિઓ ગુજરાતી અમાન્ત માસ પ્રમાણે ગણવી, તે પોત પોતાના ગુરૂના જન્મ દિવસે ભગવત્ સેવા બિરાજતી હોય તેને સારી સામગ્રી અંગીકાર કરાવવી અને યથાશકિત વૈષ્ણવો તથા બ્રાહ્મણોને પ્રસાદ લેવડાવી આખો દિવસ ઉત્સાહમાં ધોળ મંગળ કીર્તનાદિ કરીને રહેવું. અને જન્મ દિવસે તથા પવિત્રાની યથા શકિત ભેટ કાઢી હોય તે પોતાના શ્રી ગુરૂજી જયાં બિરાજતા હોય ત્યાં ચોકસ રીતે પહોંચાડી દેવી.

**નિષેધના ત્યાગનો શ્લોક—**

## यद्यच्छास्त्रे निषिद्धं तु तत्प्रयत्नेनवर्जयेत् ॥

**અર્થ**—જે વસ્તુ શાસ્ત્રમાં નિષેધ કરેલી હોય તેને પ્રયત્ને કરીને ત્યાગ કરવી. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરતા એ છ દુર્ગુણોનો ત્યાગ કરવો. પરસ્ત્રી નર્કસમાન ગણી કદાપિ તેનો સંગ કરવો નહીં તેમજ દુર્જન બહિર્મુખ અને નાસ્તિકનો સંગ કરવો

નહી. માતા, બેન, દીકરી વગેરે કોઇપણ સ્ત્રીની સાથે એકાન્તમાં
૪૩ બેસવું નહીં. તેમજ ગુહ્યભાષણ પણ કરવું નહીં. પરસ્ત્રીનો સંગ આલોક ને પરલોકને નાશ કરનારો છે. દશમીના વેધવાળી:એકાદશી કરવી નહી. જયંતીવ્રતો વિદ્ધાતિથિઓમાં કરવાં નહીં. તામસી અહાર કરવો નહીં, સૂતકીનું અન્ન, એકાદશાનું ભોજન, બારમાનું ભોજન, પ્રેતભોજન વગેરેનો ત્યાગ કરવો—**લસણ, ડુંગળી (કાંદા) ગાજર કાળીંગડુ, તડબુચ્ચુ, રાતો મુળો, ધોળુંવંત્યાક**, તથા કેફ ચઢે એવા પદાર્થોનો ત્યાગ કરવો. જુગાર રમવો નહીં, જળ ગળ્યા શિ-વાય પીવું નહિ જુઓ ભાગવત્ **એકાદશસ્કંધમાંનું** વચન—

**वस्त्र पूतं पिबेज्जलं ॥**

વસ્ત્રથી ગળેલું એવું પવીત્ર જળ પીવું. વળી **ધર્મશાસ્ત્ર**માંનુ વચન

**प्रत्यक्षं लवणं मांसं मांसंतोयमगालीतम् ।**
**चर्मवारि भवेन्मांसं मांसमन्नमशोधनम् ॥**

**અર્થ**—હાથોહાથ આપેલું મીઠું અને ગળ્યા વિનાનું જળ, કોસનું પાણી અને વીણ્યાવિનાનું અન્ન એટલાં ચાર માંસ બરોબર

છે. અને વળી **છાસઠ અપરાધમાં** પણ લખ્યું છે કે જો વૈષ્ણવ ગળ્યાવિનાનું જળ સેવામાં વાપરે તો તેને ૧૦૦ વર્ષસુધી વૈતરણી નદીમાં નર્ક દુઃખ ભોગવવું પડે છે. માટે જળ ગળ્યા શિવાય કોઇ કામમાં બિલકુલ વાપરવુંજ નહીં. ગરણું ઘટપોતવાળું જાડું રાખવું, છિદ્રવાળું ન રાખવું. તેમજ દૂધ, મધ, તેલ, ઘી, સરસીઉં વિગેરે જે પાતળા પદાર્થો છે, તેઓને પણ કોઇ કાળે ગળ્યા શિવાય ઉપ-યોગમાં લેવા નહિ. હિંગનો રસ માત્ર લેવાને ધર્મશાસ્ત્રમાં છુટ આપેલ છે, માટે તેજ રસના ગાંગડા સુકા હોય તે ખાંડી વસ્ત્રેથી ચાળીને પછી તે વાપરવી. બાંધેલી કામમાં લેવી નહિ. રસોઇના ચૂલા ઉપર કંતાનનો ચંદરવો બાંધવો અને હમેશા ચંદરવાને તથા રસોઇના સ્થાનને ઝાડી સ્વચ્છ રાખવાં. તેલ વિગેરેના દીવા ઉપર કોઈ જીવ ન પડે એવી ફાનસ વિગેરેની ગોઠવણ રાખવી. ચાલે તેટલો ઉપાય **જીવ બચાવવામાં** અવશ્ય કરવો જોઇએ. આટો પણ રોજ દિને ચાળીનેજ વાપરવો. જળ પણ ગળ્યા શિવાય બિલકુલ નજ વપરાય તેવી સવારમાંથીજ તજવીજ રાખવી. લાકડાં છાણાં ખંખેર્યા શિવાય ઝટ ચૂલામાં મૂકવાં નહીં. દૂધ, દહિં, છાશ,

એ પદાર્થોને તાંબાના પાત્રમાં રાખવાં નહીં. દૂધમાં લવણ મળવાથી
૪૫ સુરાપાન ગણાય છે, તેમજ દૂધમાં ગોળ ભેળવવાથી ભાવદુષ્ટ થઇ જાય છે. મસુરની દાળ તથા મોગરી ભાવદુષ્ટ છે માટે ખાવાં નહિ. ચુલામાંથી બલતાની એક જોળ ગયા પછી ઉપર તપેલી મૂકવી શાથી જે પ્રથમ જવાળા નિષિદ્ધ કહેલી છે. અફીણ, તમાકુ, છીકણી, ભાંગ, ગાંજો, માજમ, બીડી વિગેરે વ્યસન માત્ર એકે કરવું નહિ. જેથી નરકથી પ્રાપ્તિ થાય છે. માતા, પિતા, વૃદ્ધ, ગુરૂ અને દેવની સાનિધ્યમાં, વૈષ્ણવ મંડળીમાં, ભગવત કથામાં ભગવન્મંદિરમાં, સંતની સમિપમાં, રાજા તથા રાજકીય મનુષ્યની સમિપમાં, વિદ્વાનની સામે અને બ્રાહ્મણની સામે, અસભ્યતાથી પગ ઉપર પગ ચડાવી બેસે અથવા તો ઊંચે આસને બેસે તો પોતાનું કરેલું પુણ્ય નાશ પામે ને તે સર્પની યોનિને પામે છે; માટે આપણાથી મોટા હોય તેના સાથે નમ્રતા રાખવી તથા આપણા બરોબરીઆ હોય તેની સાથે મિત્ર ભાવ અને આપણાથી ગરીબ હોય તેના ઉપર દયા રાખવી. એક પોતાના ધર્મમાં રહી **શ્રીકૃષ્ણ પરમાત્માને** વિષે દઢપ્રેમથી ભક્તિ કરવી પણ કોઇના ધર્મની, શાસ્ત્રની, દેવની, બ્રાહ્મ-

ણુની, સંતની, રાજાની, સ્ત્રીની કોઇની પણુ નિંદા કરવી નહી. નિંદા
૪૬ કરવાથી વિશ્વાત્માનો કોપ તે પ્રાણીપર થાય છે તેથી શ્રીહરિની પ્રાપ્તિમાં અંતરાય થાય છે માટે વૈરભાવ સર્વથા અંતરમાં રાખવો નહીં. તે વિષે **ગીતાજીમાં** અ. ૧૨ માં જુઓ.

## निर्वैरसर्वभूतेषुयः समामेतिपांडव

જેને વૈરભાવ અંતરથી પ્રાણીમાંથી ટળી ગયો છે તેજ મને પામેછે, તેનેજ વૈષ્ણવ જાણવો. તેમજ નિષિદ્ધ અહાર કરવાની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે ને બુદ્ધિનો નાશ થવાથી આત્માનો નાશ થાય છે એવું શ્રી **ગીતાજીમાં શ્રીમુખથી** કહ્યું છે તે વચન—

## बुद्धिनाशात्मणश्यति

**અર્થ**—બુદ્ધિનો નાશ થવાથી હું કોણુ છું ને મારૂં શું કર્તવ્ય છે એમ નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક ન રહેવાથી આત્માનું સ્વરૂપ જાણી શકતો નથી. અને વિમુખ થાય છે. હું પ્રભુનો દાસ છું ને પ્રભુ મારા સ્વામી છે તેમની ભકિત કરવી એજ મારૂં કર્તવ્ય છે એવું જ્ઞાન રહેતું નથી.

## ગુરૂ શિષ્ય સંવાદ સંક્ષેપ.

૪૭ શિષ્ય--જય કૃપાનાથ ! વૈષ્ણવનું કર્તવ્ય શું ?

ગુરૂ--વર્ણાશ્રમ ધર્મપૂર્વક શ્રી કૃષ્ણભકિત.

શિષ્ય--ભકિત કેમ કરવી ?

ગુરૂ--ભકિત નવ પ્રકારે કરવી.

શિષ્ય--નવપ્રકાર તે કયા કયા ?

ગુરૂ-શ્રવણ કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન એ નવધા ભકિતથી સેવન કરવું.

શિષ્ય--એ પ્રકારે સેવન કરવાથી શું ફળ મળે ?

ગુરૂ--સેવા એજ સેવાનું ફળ છે, કારણ કે પ્રથમ સાધન અવસ્થામાં જે સાધનરૂપ હતી તેજ ભગવદ્દૃપાથી પ્રેમલક્ષણા ઉત્પન્ન થયાબાદ પ્રેમસહિત તે ઉપર લખેલીજ નવધા ભકિતઓ ફળરૂપ થાય છે.

શિષ્ય--મહારાજ આપનો પુષ્ટિમાર્ગ શાસ્ત્રમાં કહ્યો છે ?

ગુરૂ--પુષ્ટિમાર્ગ, વેદ ગીતા ભાગવતદિકમાં જે ભકિત માર્ગ

કહ્યો છે તેજ છે. જેમકે એક વસ્તુનાં બે નામ હોય, તેમજ ઉપર લખેલા
૪૮ શાસ્ત્રમાં જે ભકિત માર્ગ છે તેનેજ પુષ્ટિમાર્ગ કહિએ છીએ.

**શિષ્ય**—મહારાજ! ભકિતના ભેદો તો બહુ પ્રકારના કહ્યા છે તેમાં પુષ્ટિ ભકિત માર્ગ તે કયો ?

**ગુરૂ**--શાસ્ત્રમાં સગુણ ભકિતના ભેદ એકાશી પ્રકારના કહ્યા છે ને બ્યાશીમી જે નિર્ગુણભકિત કહી છે તેજ પુષ્ટિભકિતનો માર્ગ એના ઘણા પર્યાય શબ્દો છે તે આ પ્રમાણેઃ-પુષ્ટિભક્તિ, પ્રેમલક્ષણા નિર્ગુણભકિત, તીવ્રભક્તિ, અવ્યભિચારીભક્તિ, અચળભકિત, નિર્મળ ભકિત, પરાભકિત, વીગેરે નામોથી જે પ્રસિદ્ધ છે તેનેજ આપણા સંપ્રદાયમાં પુષ્ટિભકિતમાર્ગના નામથી કહીએ છીએ; માટે શાસ્ત્રમાં પુષ્ટિમાર્ગ કયો ? એવી શંકા કદાપિ કરવી નહીં.

**શિષ્ય**--મહારાજ ! પુષ્ટિમાર્ગમાં ચાર પુરૂષાર્થ તે કયા મને કૃપા કરી કહેશો.

ગુરૂ--શાસ્ત્રમાં ચાર પુરૂષાર્થ ગણાવેલાં છે, તેનાં પ્રત્યેકનાં લક્ષણને ફળ જુદાં જુદાં કહેલાં છે. પણ પુષ્ટિમાર્ગમાં તો ધર્મ એટલે દાસ્યપણું રાખી નિષ્કામવાસનાથી શ્રીકૃષ્ણચંદ્રની સેવા કરવી,

એજ મુખ્ય ધર્મ કહ્યો છે. અને અર્થ પણ શ્રીકૃષ્ણચંદ્રને મળવાનો
૪૫ રાખવો, એ છે.

**કામ**—શ્રીકૃષ્ણચંદ્રના દરશનની ઇચ્છા રાખવી તેને કહ્યો છે.

**મોક્ષ**—અહંતામમતા મૂકી શ્રીકૃષ્ણના થઇને રહેવું તેને કહ્યો છે, માટે વૈષ્ણવોએ આ લોકમાં તથા પરલોકમાં શ્રીકૃષ્ણની સ્નેહપૂર્વક સેવા કરવી એથી બીજું મોક્ષફળ ઇચ્છવું નહીં, જે સુખ ભજનાનંદમાં છે, તે સુખ ઇશ્વરમાં મળી જવાથી નથી, માટે ઇશ્વરનું ભજન કરવા માટે જીવનમુક્ત પુરૂષો દેહધારણ કરીને ઇશ્વરને ભજે છે.

**શિષ્ય**—મહારાજ! પુષ્ટિભક્તિ શબ્દને અર્થ કૃપા કરી કહેવાની આજ્ઞા કરશો.

**ગુરૂ**—પુષ્ટિ એટલે ઇશ્વરનો અનુગ્રહ. જે માર્ગમાં ઇશ્વરના અનુગ્રહનું મુખ્ય કારણ રહેલું છે તે ભક્તિના માર્ગને પુષ્ટિમાર્ગ કરીને કહ્યો છે. ઇશ્વરના અનુગ્રહ શિવાય નિર્ગુણ ભક્તિમાર્ગમાં કોઇ પણ જીવની પ્રવૃત્તિ થતી નથી. તેથી તેને પુષ્ટિમાર્ગ એવું નામ

કહેવામાં આવે છે.

શિષ્ય—ગુરૂને શું પૂર્ણપુરૂષોત્તમ, વા દેવ, કે પૂજ્ય માનવા?

ગુરૂ—તમારી જેવી પવીત્ર ભાવના હોય તે પ્રમાણે તમે માનો; પણ ગુરૂએ અમો તો સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ છીએ, અને દેવ છઇએ એમ માની ધર્મવિરૂદ્ધ આચરણ કરવાં નહીં. ધર્મ વિરૂધ આચરણ કરે તો પાપ થાય છે.

શિષ્ય—ગુરૂએ શિષ્યને અને શિષ્યાને કેવાં માનવાં? ગુરૂ—શિષ્ય શિષ્યાને પોતાના પુત્ર પુત્રીવત્ માનવાં જોઈએ. અને જેમાં તેઓનું હિત સમાયું હોય તેવા ઉપદેશો દેતા રહેવું.

શિષ્ય—જય મહારાજ! વૈષ્ણવ કોને કહેવો ?

ગુરૂ—શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ નિબંધવ્યાખ્યામાં વિષ્ણુપુરાણનું વચન લખેલ છે તે શ્લોક:—

न चलति निज वर्ण धर्मतो यः सममतिरात्म सुहृद्विषक्षपक्षे ।
नच हराति नच हंति किंचिदुच्चैर्जितमनसं तमवेहि विष्णुभक्तं ॥

**અર્થ**—જેનામાં બાહ્ય અને અભ્યંતર વૈષ્ણવ ધર્મ દેખાતા
૫૧ હોય અથવા જેને વૈષ્ણવગુરૂજી પાસેથી વિધિપૂર્વક વૈષ્ણવ મંત્રની
દીક્ષા મળી હોય, અને જે પોતાના વર્ણાશ્રમધર્મમાંથી ચલાયમાન
ન થાય, શત્રુ મિત્રને સમાન દેખે, કોઇની વસ્તુ ચોરે નહિ, કોઇપણ
પ્રાણીની હિંસા કરે નહિ, કોઇને ક્રોધ થકી ભાષણ કરે નહિ, સર્વ
પ્રાણીમાત્ર ઉપર દયા રાખે અને જેણે પોતાના મનને જીત્યું છે
અને ગુરૂમાં તથા ઇશ્વરમાં દૃઢભક્તિ સ્થાપી છે, તેને વૈષ્ણવ કહેવો.

**શિષ્ય**—મહારાજ! વર્ણાશ્રમના ધર્મ ન પળાય તો આપણા વૈદિક વૈષ્ણવ સંપ્રદાયમાં કંઇ બાધ ગણાય?

ગુરૂ —હે શિષ્ય! આપણા શુદ્ધ વૈદિક વૈષ્ણવોએ વર્ણાશ્રમ ધર્મોનું કદાપિ ઉલ્લંઘન કરવું નહિ. ધર્મ તે શું પદાર્થ છે. જુઓ **ભાગવત્માં वेदप्रणीहितो धर्मः** કહેતાં વેદે વિધિવાકયથી બતાવેલો જે તેજ ધર્મ કહેવાય. અને તે ધર્મોને શ્રીવલ્લભાચાર્યજીએ **તત્વદિપનિબંધમાં** બતાવેલા છે.

**સર્વાર્થનિર્ણયમાં** શ્લોક ૩૯ તથા ૪૦ મામાં જુઓ.

गर्भाधानादि संस्कारा: संध्योपास्तादि कं तथा।
नित्यश्राद्धादि कर्माणि पाक यज्ञादिकं तथा ॥
प्रायश्चित्तमिति ह्येष: पंचधा धर्म संग्रह: ।
नित्यानुमेयवेदस्तु मूलं पंचविधस्याहि ॥
व्रतं तीर्थादिकं काम्यं नित्यवद्बोध्यते क्वचित् ॥

**અર્થ**—ગર્ભધાનાદિ સર્વ સંસ્કારો, સંધ્યોપાસનાદિક ષટ્કર્મો, નિત્ય શ્રાદ્ધાદિકર્મો, વૈશ્વદેવાદિક, પાકયજ્ઞો, તથા પ્રાયશ્ચિત્તાદિ વિધિઓએ પાંચ પ્રકારના વર્ણાશ્રમધર્મોનું મૂળ એક વેદ છે; માટે જો તે ધર્મોને છોડશે તો તે વિષે **શ્રી વલ્લભાચાર્યજીનું તત્વદીપનિબંધમાંનું વચન—**

धर्म मार्ग परित्यज्य छलेना धर्म वर्तिन: ।
पतंति नरके घोरे पाषंडमतवर्त्तनात् ॥

**અર્થ**--ધર્મ માર્ગનો ત્યાગ કરીને જેઓ છદ્મધર્મ એટલે લો-

કોને છેતરવા માટે ઉપરથી કોરો ડોળ બનાવી અધર્મે વર્તનારા એવા
૫૩ પાખંડીઓ નર્કમાં પડે છે. કોઇ કાળે આ લોકમાં સુખ તથા પર-
લોકમાં શુભ ગતિ થતી નથી. શ્રૃતિ સ્મૃતિ રૂપી શ્રી ઇશ્વરની આજ્ઞા
લોપે તો તેને વૈષ્ણવ ન જાણવો. તે વિષે **સ્મૃતિવાકયમાં** જુઓ.

**श्रृति स्मृति ममैवाज्ञे यस्तामुल्लंघ्य वर्त्तते ।**
**आज्ञोच्छेदी मम द्रोहि नमद्भक्तो नवैषणवः ॥**

**અર્થ**—શ્રૃતિ જે વેદ અને સ્મૃતિ જે મન્વાદિ ધર્મ શાસ્ત્ર એ રૂપી જે મારી આજ્ઞાઓને ન પાલે તેને ભક્ત કે વૈષ્ણવ ન જાણવો. વળી **ગીતાજીમાં** જુઓ.

**यः शास्त्र विधिमुत्सृज्य वर्त्तते काम कारतः ।**
**न सः सिद्धिमवान्योति नसुखं न परांगातिम् ॥**

**અર્થ**—જે શાસ્ત્ર વિધિ છોડીને ઇચ્છા પ્રમાણે વર્તે છે તે પ્રાણિને આ લોકમાં સુખ નથી અને પરલોકમાં ગતિ પણ નથી;

માટે વર્ણાશ્રમ ધર્મોને ભક્તિ સંપ્રદાયમાં નિષ્કામપણાથી અવશ્ય પાળવા. તે જુઓ શ્રી **ભાગવત** સ્કંધ ૧૧ અધ્યાય ૧૮માં શ્રી **કૃષ્ણચંદ્રજીએ** ઉદ્ધવજીને કહ્યું છે તે શ્લોકઃ—

**वर्णाश्रमवतां धर्म एष आचारलक्षणः ।**
**स एवमद्भक्तियुतोनिश्रेयसकरः परः ॥**

**અર્થ**—હે ઉદ્ધવ ! વર્ણાશ્રમીઓના સદાચાર ધર્મો જે તને કહ્યા તે જો મારી ભક્તિ સહિત પાળે તો પરમ કલ્યાણ કરે તેમાં બીલકુલ સંશય નથી માટે આપણા વેદોક્ત ભક્તિમાર્ગ સંપ્રદાયમાં વર્ણાશ્રમ ધર્મમાં રહિ નિષ્કામપણાથો શ્રી કૃષ્ણ પૂર્ણપુરૂષોત્તમની ભક્તિ કરવી. આ પ્રમાણે શ્રી મહાપ્રભુજીએ **નિબંધ સુબોધની અણુભાષ્યાદિક** ગ્રંથોમાં આજ્ઞાઓ કરેલી છે. માટે આપણે વૈષ્ણવોએ તે આજ્ઞાઓને પ્રમાણ રાખીને વર્તવું. એજ આપણો પરમ મુખ્ય ધર્મ છે.

**શિષ્ય**—જય કૃપાનાથ ! વૈષ્ણવોને તુળસીની કંઠી, તો આપે દીક્ષા આપી ત્યારે આપી છે, ત્યારે પછી જનોઈ ન હોય તો

કોંઇ બાધ આવે ?

૫૫ ગુરૂ—હે શિષ્ય ! વેદ સ્મૃતિઓમાં બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય એ ત્રણ જાતિને ઉપવીત ધારણ કરીને, વર્ણાશ્રમના કર્મ કરવા આજ્ઞા આપેલ છે, તે શિવાય વૈદિક વર્ણાશ્રમ ધર્મનો અધિકાર થતો નથી, માટે દીક્ષા બે પ્રકારની ધારણ કરવી કહી છે. જુઓ એકાદશ સ્કંધનું વચન—

॥ वैदिकीतांत्रिकीदीक्षा मदीयव्रतधारणम् ॥

**અર્થ**—એક વૈદિક દીક્ષા બીજી પંચ રાત્રોકત દીક્ષા મારા ભક્ત જનોએ બે દીક્ષાઓ ધારણ અવશ્ય કરવી જોઇએ. એ વિષે **સારસંગ્રહનું** વચન—

यज्ञसूत्रत्रिवर्णानां वैदिककर्मासिद्धये ।
तुलसी सर्ववर्णानां नृणांमोक्षप्रदायिनी ॥

**અર્થ**—જનોઇતો વેદોક્ત વર્ણાશ્રમ ધર્મના અધિકાર માટે કહેલ છે અને તુલસી તો સર્વ વર્ણોના મોક્ષ સાધનોમાં ગણેલ છે.

સર્વને મોક્ષ આપનારી છે પણ તે તુલસી જે છે તે ભકિતરૂપ છે
૫૬ અને ભક્તિ માર્ગમાં શ્રી ગુરૂદેવે આપેલી ભક્તિ સંપ્રદાયિની દીક્ષા તેના સાથેજ ભક્તિરૂપી માળા આપેલી છે, તેથી ભક્તિરૂપી માળા સહિત તે દેહે કરીને, વાણીએ કરીને, મને કરી જે જે સેવા સ્મરણ કરે છે તેની કરેલી સેવા પ્રભુને સાક્ષાત્ અંગીકાર કરવીજ પડે છે. શાથી જે પોતાનું વચન છે. ગીતામાં જુઓ.

**पत्रंपुष्पं फलं तोयं योमेभक्त्याप्रयच्छति ।**

**तदहंभक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥**

**અર્થ**—પત્ર, પુષ્પ, જળ, આદિ જે ભકિત સહિત મને અર્પણ કરે છે. તો તેનું અર્પણ કરેલું ફળ હું પ્રેમ સહિત, આરોગું છું, માટે તુલસી માળાનું પ્રયોજન જુદું છે, અને અધિકાર પ્રમાણે જનોઇનું પ્રયોજન જુદું છે; માટે તુલસી માળાથી-વર્ણાશ્રમનું પ્રયોજન તો સિદ્ધ ન થાય તેથી જનોઇ તો અવશ્ય રાખવીજ જોઇએ.

શિષ્ય--કથા તથા બોધ કોના મુખથી સાંભળવો ?

૫૭ ગુરૂ—ચાર વર્ણોનો ગુરૂ બ્રાહ્મણ કે'વાય છે. માટે તેજ પૂજવા લાયક છે અને તેનેજ વ્યાસાસને બેસવાનો અધિકાર છે. માટે તેનાજ મુખથી કથા તથા બોધ સાંભળવો પણ વૈષ્ણવ દીક્ષા વિનાનો જો તે હોય તો તેના મુખથી કાંઇ પણ સાંભળવું નહિ. જો કદાપિ સાંભળે તોપણ હરિ વિષે ભકિત તો વૃદ્ધિ પામેજ નહિ, એ વાત નકકી છે. જુઓ પદ્મપુરાણના ભાગવત્ મહાત્મ્યમાં વક્તાનાં લક્ષણો કહ્યાં છે તે શ્લોક.

**विरक्तोवैष्णवो विप्रो वेदशास्त्र विशुद्धिकृत् ।**
**दृष्टांत कुशलो धीरो वक्ता कार्योऽति निस्पृहः ॥**

**અર્થ**—વિરકત એટલે લૌકિક શકિત રહિત, વૈષ્ણવ દીક્ષાને પામેલો, વળી જાતે બ્રાહ્મણ અને વેદ શાસ્ત્રોના શુદ્ધ અર્થનો કરનાર, દૃષ્ટાંત આપીને સમજ પાડવામાં કુશળ ધીરજવાન્ અને નિસ્પૃહી, એટલે લાલચુપણાથી રહિત તેવા વકતાના મુખથીજ હરિ કથા તથા બોધ સાંભળવાને કહેલ છે.

# વૈષ્ણવોએ હમ્મેશ ગાયનું પુજન કરવું.

**ગુરૂ કહે છે**—ગાયના સ્વરૂપમાં પ્રત્યેક રૂવાંટે દેવતાઓ વસે છે. શ્રી કૃષ્ણ પોતે ગાયના સ્વરૂપમાં સદેવ બિરાજે છે માટે સદૈવ ભાવસહિત ગાયની પૂજા કરનારપર પરમાત્માની જેવી કૃપા થાય છે તેવી બીજાં સાધનોથી થતી નથી. માટે ગંધ, અક્ષત, પુષ્પ, જલ, નૈવેદ્ય, ધુપ, દીપ વિગેરે ઉપચારોથી પૂજા કરવી અને તન મન ધનથી બનતી સામગ્રીથી ગાયના રક્ષણમાં ધ્યાન આપવું. આ વૈષ્ણવોનો પરમ ધર્મ છે. ગાયના રક્ષણ માટે શ્રી કૃષ્ણ ચન્દ્રને ગોવર્દ્ધન ધારણ કરવો પડયો છે. એથીજ ગોવર્દ્ધનધારી શ્રી ગિરિરાજધારી વિગેરે નામો થયાં છે.

**તુલસી**—વળી તેજ પ્રમાણે વૈષ્ણવોએ હમ્મેશ તુલસીની પૂજા કરવી કહી છે. ગંધ, અક્ષત, પુષ્પ, નૈવેધ, દીપક એ પાંચ ઉપચારથી પૂજન કરી, જલ, સિંચન કરી અષ્ટાક્ષર મંત્રની એક માળા ફેરવતાં સુધી તુલસીની એકસોને આઠ વાર પ્રદક્ષિણા કરી નમસ્કાર કરવા આ પૂજા નિત્ય કરવાને માટે કહેલ છે, માટે યથાશકિત-જે-

મ બને તેમ કરવુંજ જોઈએ એ પરમ ધર્મ છે.

૫૯

શિષ્ય—મહારાજ ! બ્રાહ્મણનું મહાત્મ્ય મને સંભળાવો.

ગુરૂ—બ્રાહ્મણ દેવતા સહિત જે બ્રાહ્મણ તેનું સ્વરૂપ કેવું છે તે સમજવા સારૂ બ્રહ્મવૈવર્ત્ત શ્રી કૃષ્ણજન્મખંડે અધ્યાય ૨૧ મામાંનો શ્લોક

ब्राह्मणानांशरीरेषु तिष्ठंति सर्वदेवताः ।
पादेषु सर्वतीर्थानि पुण्यानि पादधूलिषु ॥
पादोदके च विप्राणां तीर्थतोयानि सन्ति च ।
तत्स्पर्शात्सर्वतीर्थेषु स्नानजन्य फलं भवेत् ॥

અર્થ—બ્રહ્મદેવના બ્રાહ્મણોના શરીરોને વિષે સર્વ દેવતાઓ વાસ કરે છે અને તેમના ચરણોમાં સર્વે તીર્થો વસે છે અને તેમના ચરણોની રજમાં સર્વે પુણ્ય વાસ કરે છે અને તેમના ચરણોદકમાં સર્વ તીર્થોનાં જળ રહ્યાં છે માટે તે બ્રાહ્મણોના સ્પર્શ માત્રથી સર્વ

તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ તેને પામે છે શ્રાદ્ધ પદ્ધતિમાં પુ-
૬૦ રાણનું વચન—

**पुनंतुमां ब्राह्मण पाद पांसवः ॥**

શ્રી ભગવાન પોતે કહે છે કે બ્રાહ્મણના ચરણની રજ મને પાવન કરો, આ પ્રમાણે ધર્મના રક્ષણ માટે પોતે વર્તીને બીજાઓને વર્તાવે છે, માટે હે શિષ્ય જ્યારે વર્ણગુરૂ બ્રાહ્મણોની આ પ્રમાણે મહત્તા છેત્યારે જ્ઞાનોપદેષ્ટા પરમ ગુરૂના સ્વરૂપમાં તો અત્યુત્તમ ઇશ્વરતા હોય તેમાં તો કહેવું જ શું ? માટે ઇશ્વર ગુરૂમાં કદાપિ મનુષ્ય બુદ્ધિ કરવી નહીં. તે વિષે **નિર્ણયસિંધુકાર કમલાકર ભટ્ટ** લખેછે:—

**विष्णवर्चायां शिलार्चा गुरुषु नरमतिर्वैष्णवे जातिबुद्धि ।**
**र्विष्णोर्वै वैष्णवानां कालिमल मथने पादतीर्थेऽबुबुद्धिः ॥**
**विष्णोस्तन्नाम्नि मंत्रे सकलकलुषहे शब्द सामन्य बुद्धि ।**
**र्विष्णौ सर्वेश्वरेशतेदितरसमधी र्यस्य वा नारकी सः ॥-**

અર્થ—શ્રી હરિની પ્રતિમામાં જેને પાષાણ બુદ્ધિ છે, શ્રી ગુરુ-
૬૧. માં જેને મનુષ્ય બુદ્ધિ છે, વૈષ્ણવમાં જેને જાતિ બુદ્ધિ છે, 'એટલે
દેહાભિમાનથી હું સર્વમાં શ્રેષ્ઠ છું એવો ગર્વ રાખે છે, શ્રી વિષ્ણુના
તથા વૈષ્ણવના ચરણોદકમાં જેને જલ બુદ્ધિ છે, સમસ્ત પાપોને
નાશ કરનારા શ્રી હરિના નામોમાં જેને સાધારણ બુદ્ધિ છે, સર્વેશ્વર
એવા શ્રી વિષ્ણુને સાધારણ મનુષ્ય તથા દેવની બરોબર ગણે છે,
એ પ્રકારની પ્રાકૃત બુદ્ધિ રાખનાર જે છે તેને નારકી જીવ જાણવો;
એમ **પદ્મપુરાણમાં** કહ્યું છે. ગાય, બ્રાહ્મણ, સંત, વેદશાસ્ત્રો,
ધર્મ, દયા, ક્ષમા, સંતોષ, વિવેક, વૈરાગ્ય, જ્ઞાન, ભક્તિ, શીલસ્વભાવ,
સત્સંગ, શ્રી ગુરૂનો આશ્રય, શ્રી ગુરૂના તથા શાસ્ત્રના વચનમાં વિ-
શ્વાસ, શ્રી હરિનો દૃઢ આશ્રય અને સર્વનું મૂળ એક સત્ય, માટે
સત્યપણાથી ઉપર કહેલા ધર્મો તથા ગુણોનું રક્ષણ કરવું. ગાય, બ્રા-
હ્મણ, ધર્મ અને અનાથોનું રક્ષણ ખરા તનથી કરવું. શ્રી હરિની સે-
વા સ્મરણ કરી પોતાના જન્મને સફળ કરવો એજ ફળ છે.

माघ मासेऽसितेपक्षे पंचम्यां गुरुवासरे ।

० २ ८ १

खनेत्र वस्वेन्दु मिते शकेपूर्ण मभू दिदम् ॥

મહા વદી ૫ શકે ૧૮૨૦ ગુરૂવાર.

# समाप्त.